# जोधपूरना राठोड कर्णसिंह



## નાટકનાં ગાયનો.

ખાસ

ભાવનગર આર્ય હિતોપદેશક નાટક મંડળીને માટે

બનાવનાર

તુળજારામ રણછોડજી પંડયા.

પ્રસિદ્ધ કર્તા

वालूभाई कहानदास मणीआरनी कुं०

દશાસોરઠ વાણીયા ભાવનગર.

બુકસેલર એન્ડ કેપસેલર એન્ડ પબ્લીશર.

અમદાવાદ

ઘીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.



સને ૧૮૮૯ સંવત ૧૯૪૫.

કીંમત રૂ૦-૨-૦

# अर्पण पत्रीका.

રા. રા. સદા મેહેરબાન મુરબ્બી પરમ
સ્નેહી કદરદાન ભાઈશ્રી સાકરલાલ
વજેશંકર સ્વસ્થાન ભાવનગરના
માજી શહેર ફોજદાર.

મુ૦ ભાવનગર.

આપની ઉદારતા તથા દયાળુપણું તથા નિર-અભિમાનપણું જોઈ હું ઘણો ખુશી થાઊં છું.

આપ શહેર ભાવનગરમાં સઘળી રૈયત સાથે જે પ્રીયતા મેળવી છે તેટલી બીજા અમલદારો કવચિત્તેજ મેળવશે આપની તે જગ્યાએથી બદલી થઈ તે અરસામાં શહેર ભાવનગરમાં મજકુર ઘણીજ દિલગીરી ફેલાઈ હતી તથા આપની મુળ જગ્યાએ નીમનોક કાયમ રહેવા ઘણાંજ વ્હેપારિયો મળી મહારાજાને અર્જ પણ કરી ચુકયા છે તો આશાછે કે મહારાજા તે અર્જ માન્ય રાખશે. તે શિવાય આપના ઘણાંક ગુણો પ્રકાશિત થઈ રહ્યાં છે માટે તથા સ્નેહમાં વૃદ્ધિ થવા આ બુક આપને અર્પણ કરૂંછું એજ.

લી૦ શેવક

બાલુભાઈ કહાનદાસ મણીઆર.

ભાવનગર.

# जोधपुरना राठोड कर्णसिंहजीना
# नाटकनां गायनो.



## अंक १ लो.

### પ્રવેશ ૧ લો.

**રામસિંહ**—(બમાર સ્થિતીમાં પલંગપર સુતા છે. પાસે તેમના કુંવર કર્ણસિંહજી પ્રધાન તેમના ભાઈ ભીમસિંહજી વૈદ-રાજ આદી ઉભા છે )

**( રાગ અફસોસકે આંખોસે દીખાઈ નહીં દેતા )**

અફસોસરે આ જીંદગી અકારીરે થઈ,
શરીરની શક્તિ તો તમામરે ગઈ. અફસોસ.
ચસ્મોનું ચૈતન તો તમામરે ગયું,
મન તણી વૃતિ તો બદલાઈ ગઇ. અફસોસ.
કંપેછે ચરણ મારા ડગ ના દેવાય,
કર્ણ કેરી ઈંદ્રિતો શીથળરે થઈ. અફસોસ.
બે જોરરે બહુછું હું ધીરજ ના ધરાય,
પ્રભુ ખેંચો દોરી મારી સહાયરે કરી. અફસોસ.

**કર્ણસિંહ—(રાગ તુંને કુમલાજી અરવા, હો પીતા મોરા)**

દીલે વ્યાકુળ થાઉં હો પીતા મોરા, દીલે વ્યાકુળ થાઉં.
દયા સાગર દુખ આ દેખી દીલે વ્યાકુળ થાઉં. ટેક

દેશો દેશથી વૈદ બોલાવું નામી ઔષધી લાવું,
જરની જરા નહીં ગરજ ધરાવું નિશ્ચે રાજ લુંટાવું.

**ભીમસિંહજી**—વંન વંન રજળી વેગેથી લાવું જલ્દી રોગ મટાવું.

પ્રધાન—તમારા દુખથી અમ સૌ દુખી જાણું નહીં કોઇ સુખી.

**રામસિંહજી**— **રાગ નહી આગા.**

અવસ્થા આ થઇ યારો. ( ૨ ) હવે નહી દીલ દુખ ધારો;
જગતના મોહ બંધન કારો. પ્રભુ કરો તેથી છુટકારો.
કર્યાછે ભોગ વિલાસો મેં, કીધાછે કૈક જગોમેં;
હવે શું ઔષધી આપો. પ્રભુ ભવ સિંધુથી તારો.

**કર્ણસિંહ**— (પોતાના પીતાનું ગાયન સાંભળીને)

**( રાગ ગોપીચંદ )**

મુજ પીતા પ્રતાપી દયા ધરોરે દીન પુત્રની. ટેક.
પ્યાર તજીને આપ પધારો કોણ વસીલો તાત
ઊંમર નાંની આપ વિચારો મરી ગઈ મુજ માતરે. મુજપીતા.
લાડ કોણ લડાવે મુજને કોણ શીખ દેનાર
દુખી જન્મ થયોરે મારો પડયો શીરપેં ભારરે. મુજપીતા.
શિતળ છાંયા ચાલી જાશે તાપ તણો સહેનાર
કેમ રહીશ વિયોગ પીતાજી બાળ સંગે ખેલનારરે. મુજપીતા.
પરણ્યો નથી પીતાજી કહુંછું થયો અભાગી જંન
ત્યાગ કરોછો તમે માહરો મહેર ન આણો મંનરે. મુજપીતા.

**રામસિંહજી**—(પોતાના ભાઈ ભીમસિંહજીને કર્ણસિંહજીની ભલામણ આપે છે)

**રાગ સેનશાહજી જાય આલમ.**

પ્રણામ છે પ્યારા ભ્રાત તુંને, પ્રણામછે પ્યારા પુત્ર તુંને;

પ્રણામ કરૂં હું પરી વારને, આશિર્વાદ આપો મળીને મુંને.
સદગુણી ભ્રાત તું ધર કરણે, મુજ લઘુ બાળછે તુજ શરણે;
જાળવજે બહુ કરીને જતંન, સ્નેહે શીખ આપજે સાચી તુમંન.
પરણો પુત્રને પ્રીત ધરી, ખરૂં ક્ષત્રી બીજ નિહાળી કરી;
કરો આ ભુમીનું રક્ષણ સદા, યવનની આંચ ન લાગે કદા.

**ભીમસિંહજી**—( પોતાના ભાઈને જવાબ આપે છે )

( રાગ સદર )

તુજ સમ વીર આ અવની વીશે, પુંન્યશાળી નહીં પ્રગટ થશે;
બહુ બાહુથી તેં રાખી ધરા, મથી થયા કેક ખુવાર ખરા.
અગણીત ગુણો કર્યા હું પરે, નિશ્ચે નહીં વીસર્યા જાય ખરે;
ન પુત્રની ચિન્તા ધરશો લગાર, રત્ન આ જાળવું તજો વિચાર.

**રૂપાળીબા**–(મોશાળથી આવેછે, અને પોતાની સ્થીતી જોઇ કહેછે)

( રાગ )

પીતાજી આપુત્રીને શું આશરો, જતાં પીતા અબળાની અર્જધરો
પુત્રી આ પ્રેમેથી પાળી તમે, ના દુઃખની ખબર પડી મુજને.
હવે કેમ કાઢીશ દીન માહરા, નમાતુ હૈયાત પીતા માહરા;
લડાવશે લાડ હવે કોણ મુંને, ઝુરી મરૂં કારી જખમ મુજને.

**રામસિંહજી**—( પ્રભુનું સ્તવન કરે છે )

( રાગ )

પ્રણમું પાણુ જોડીને, હરી ઉતારો પારરે;
દીન જાણી ગ્રહો હાથ, ભક્ત નિજ જાણીને. પ્રણમું.
વૃતિ મારી નથી આંહી, આપ ધ્યાન પામુ હું;
કર્યાં હોય જો કુકર્મ, માફ માગું સ્વામી હું. પ્રણમું.

---

## પ્રવેશ ૨ જો.

**કર્ણસિંહજી**—(પોતાના ગોરને પોતા સારૂ કંન્યા શોધવાની ભલામણ કરે છે)

**( રાગ ઈંદ્રસભા )**

શોધજો ક્ષત્રી જ્ઞાતી માંહી ફરી નિશ્ચે નારી,
રૂપ રંગ રાગ સર્વમાં જે હોય સારી;
જોવાં માત તાત આદીને મોશાળ મામા,
સર્વ વાતે શુદ્ધ બુધી વાલી હોય શામા.
ભલિ ભણેલ રાગ રાગણીની જાણનારી,
સંગીત તાન ધારી પતીને સુખ આપનારી;
નહીં ક્રોધી નહીં લોભી ગુણ સુત પુરી,
ન નાદાન કાયર યુધમાં જે હોય શુરી.
મહેલ મુજને ઓપાવનાર લાવો પ્યારી,
ભલી ચતુર પુર સુઘડ હોય પ્યારી સારી.

**ગોર સુખાનંદ**—(જવાબ આપે છે)

**( રાગ તુંમ આએજો મારો જવાન )**

મને શીખ આપોને માહારાજ પૃથ્વિ ફરી ધરી પ્યારી મેળાવું૰ મને૰
ખુશી દિલ મારૂં નહીં શિખ વિસારૂં લાવું સારી સ્ત્રી ચતુર સુજાણ. પૃથ્વી.
તમ કુટંમ્બનાં કામ લગનનાં ઘણાં કીધાંછે એવાં મેં કામ. પૃથ્વિ.
જોડ મીલાવું નિશ્ચ કરી આવું ખુશી થાશો પુરીછે મનેહામ. પૃથ્વિ.

---

## પ્રવેશ ૩ જો.

**સુંદરબા**—(બુંદીકોટના બગીચામાં ફરતાં દાસી પ્રતે કહેછે)

## ( રાગ બીહાગ ગજલ )

સજી અંગે શણગાર હું સખીય શું કરૂં. ટેક.
મોતીદાણા વેણી ચળકે ઝળકે વાળી નાક,
ભાળે કંકુની ભાળછે વિના કંથ તે ધિક્કાર. સજીઅંગે.
આંખે અંજન આંજીને ધરૂં કૌસ્તુભના હાર,
લાજે ચંદ્ર મારી કાંતિથી વિના કંથ તે ધિક્કાર. સજીઅંગે.
કરે કંકણ ચુડી ગજરા મધુર નેપુર પાય,
વિના કંથ તે નહીં કામના કરૂં ચુર હાય હાય. સજીઅંગે.
વરમાળા ના કર ધરી પેરા વીના પિયુ કંઠ,
એવો વખ્ત આપો શ્રીહરી જલ્દિ મેળાવો કંથ. સજીસંગે. ૩

**દાસીઓ—** (સુંદરબાને ધીરજ આપે છે.)

## (રાગ. સાખી.)

અંબે કંથ આપી કરે સાહ્ય સુંદરબા શીદ અકળાઓ. ટેક.
સખી તુજ શાંત્તિ છો અતી અંબા પુજો પવિત્ર,
તેનું ફળ દેશે તુંને શુરો સ્વામી દેશે શીરછત્ર. સુંદરબા.
જાણીએ જોબનપુર છો જોઇએ સ્વામી સંયોગ.
નથીજ મન તુજ કાંઇમાં ઇચ્છા ધારો ભોગવવાની ભોગ. સુંદરબા.
છે ચિંતા તમ તાતને મેળવવા તુજ જોડ,
માગાં કે પાછાં ફરે જેથી સ્વરૂપને ના લાગે ખોડ. સુંદરબા.
મળશે પતિ મન,માનતો સ્વરૂપ તમ સમજેહ,
વાર ન લાગે તે પછી સુખે સાંધજો પુરણ સ્નેહ. સુંદરબા.

**દાસીઓ— (રાગ. તેરી માનીન્દ આલમમેં)**

તારી ચતુરાઈ જગ જાણે નહીં કાંઇ દીલ દુખ આણે.
નહીં દુખમાં ગુમાવો દીન પ્રભુ દેશે શુરો સ્વામીન. તારી.

રૂપે રંભાછોરે શાણી થઇશ સ્વામીની પટરાણી,
મળે તુજ જોડ મનમાની નહીં ગુણ રૂપમાં ખામી. તારી.
નથી આ કામ ઊતાવળીનું મળે ફળ પ્યારી ધીરજનું,
થા અરે શાંત ચતુરાનું શીખામણ લે અમારી તું. તારી.
પીતાની પ્યારી પુત્રી હો પીતાનો પ્યાર પામી છો,
મેળવશે શુરવીર સ્વામી નહીં ચતુરાઇમા ખામી. તારી.

**સુંદરબા**— (બાગમાં દેવીનું પુજન કરી રહ્યા બાદ સ્તુતી કરેછે.)

## (રાગ. શાર્દુલ વિક્રિડીત છંદ.)

વિશ્વેશ્વરી જગવંદ્ય ધન્ય જનની પુજું પરમેશ્વરી,
શેવા સુજસ ફળ કરો મન તણી આરાધું અંબેસુરી.
ભકતોની ધરી પીડ આપ હૃદયે વારે ચડો દાસની,
કહાવો કષ્ટ નિવારીણી અસુરને શિક્ષાયમ પાશની.
નતમ નાર નવલ જોબન થઇ સ્વામી વિના સુખ નહીં,
આપો આપ સર્વગુણત્ત પતિને પામીશ શાંત્તા સહી.
માહા માયા મુજ ગુણ રૂપ મળતો સંગ્રામ શુરો ચહું,
સત્યે સમ હરીશ્ચંદ્ર કર્ણરી કહું દીસે દયાળુ બહુ.
આશા આપ તણી આઇ ધરીને ધારી રહી ધીરને,
પુરો મનના કોડ જોડ જડીને ન્યાળું નણદી વીરને.

**સુંદરબા**—(પુજન કર્યા પછી દાસીઓ સાથે રાસડો લેછે)

## રાગ રાસડો.

શાયબો તે ચાલ્યો ચાકરીરે ઢોલાજી મજ રોલ્યો,
શાયબો જાઓ માંઝાંડી રંગ ઢોલાજી મજ રોલ્યો.
ભોજન પીરસુ ભાવતાંરે ઢોલાજી મજ રોલ્યો,
જમતા જાઓ મહારાજ રંગ ઢોલાજી મજ રોલ્યો.

મુખવાસ દર્શી મંનમાન તારે ઢોલાજી મજ રોલ્યો,
મુખવાસ કરતાં જાઓ રંગ ઢોલજી મજ રોલ્યો.
પોઢણ ઢાળું ઢોલીઆરે ઢોલાજી મજ રોલ્યો,
પોઢણ કરતા જાઓ રંગ ઢોલાજી મજ રોલ્યો.

**ગોર સુખાનંદ**—(સુંદરબાને છેટેથી જોઇને)

**(રાગ લાવણી.)**

શું નાર આ સુંદર ન્યાળું હું નજરે મારી,
શું વીધી બનાવ્યો ઠાઠ કૃતીતુજ ભારી.
અરે ઉરવશી કે રંભાછો તું સાચે,
નહીં ભુમી તણી ભામની વસે આકાશે.
ખરે કરણસીંહના કામ તણી આ કંન્યા.
ખરૂં રત્ન મેળાવ્યું પ્રભુ મહેરકરીઆ;
શું ચંદ્ર ઉગ્યોકે ભાળુંછું હું મુખ તારૂં
તુજ રૂપ મનોહર જોઈ દીલખુશ મારૂં

**સુંદરબા.** (ગોર પાસેથી. કર્ણસિંહજીની છબી લઇને જુએછે અને મુર્છીત થાયછે)

**( રાગ ઠુંમરી જનમો જનમ ગુન માનુ ગીતોરા )**

મંન હરીલઇને મુંન્ય ના રહીએ થનારા શીરના સ્વામી મારા. મંન.
પાળું પ્રતીજ્ઞા. તમે નામ લોનો વૃથા ગાળું હું જન્મ કુંવારા. મંન.
કરી લીધા મુજ મંનથી મારાં ન્યારાં નહીં હવે અમ તમ પ્યારા. મંન
વિરહ વ્યાપ્યો નાથને નિર્ખી મંનના પુરો મનોરથ મારા. મંન

**દાસી.** ( એક દંમ કર્ણસિંહજીને પોતાના પતી માનેછે તેથી સમજાવેછે )

**( રાગ ચંદર મુખ સુંદર મુખ સુન તું ઓ પરી )**

સુંદર મુખ સુંદર તન સુણતુંરે જરી;
મંન હરણ નામ કરણ માનું કેશરી. સુંદર
કરીએ ના પ્રતી તા પ્યારી મંન વિચારીએ.
પિતાજીના કરે પછીથી દુઃખ પામીએ;
તોલ કરે તરતને પ્રવાશી માંનીએ;
તંનથી મંનથી ધંનથી, આપ્યો પ્રણા વિસરી ભાના થઈ
અજાણ વિચારોને જરી                    સુંદર મુખ.

---

## પ્રવેશ ૪ થો.

બારોટ        (કચેરીમાં કવિત બોલેછે)

### કવિત.

સિંહાસન જબ ચડે દેવકું દભીતવ દીની,
ચડે સુર વૈમાન પુષ્પ વૃદ્ધિ તબ કીની.
દયા કરી સૌ દેવ આશિશ અદકી દીની,
સર્વ સુરકી સાથ કૃપાદાંન સલીની.
અસુર હણુન ઊતપંન હવો પૃથ્વિ ભાર ઊતારહી,
વદ માર્ગ રક્ષન કરન ગૌ બ્રમણ પ્રતીપાળહી.
સુર્ય વંશી રાઠોડકી અડકંમે પ્રગટ હોઇ,
મેરૂકી મિશાલે તું જંગલમેં જનાયો હે.
રૂપ રંગ કામ જેસો શુરવીર રામ જેસો,
બીબેક ઓર બિધ્યામં પ્રબીણ પીછાં ન્યોહે.
પ્રજા સબ ધરત પ્રિત જાનત સબ રાજ રીત,
વેરીકુ કે વૃંદ બીચ મેઘ રૂપ માન્યો હે.
કહત હે તુલજારામ ગુન કે પીછાન ધામ,

સુર્ય વંશી સિંહાસન પેં સિંહરૂપ છાયો હૈ.
કરનસિંહ કિતીં તોરી સુની જબ કાનન પેં,
ઇંદ્રકુ બીચાર હોત કોન ભયો ભુમી પેં.
પાંડવો કે ભ્રાત કરન દાનેશ્વરી દુખ હરન,
કોન ભયો કરનકુ જો બીચાર હોત ઉરપેં.
સત્યકુ ચહત જેહી વિષમ ટેક ધરત તેહી,
હરીશ્ચંદ્ર હવો દુજો અવની મેં આઈ કે.
કહત હે તુળજારામ કવી કે વિશ્રામ ધામ,
પુર્ણ ભાગ્ય પ્રગટ ભયે જોધપુરી જનકે.

**ફુલકુંવર**—(નાયકા કચેરીમાં આવી ગાયન ગાય છે)

**(રાગ કેરબો છોરેરાની કે.)**

મોરે દીલજાની (૨) પ્યાર લગા કેકયું છોડ ચલે. મોરે.
ઝુરે પ્યારી તુમ વિયોગે લે તન સાર હમારી,
નીદંન આવે અનંન ભાવે જખમ હે દીલકારી.મોરે.

**ગાયન . (રાગ હજારો મેરે કાનકે મોતી.)**

મોહન તેરી રાહમેં જોતી રાહ જોતી. ટેક.
દ્વાર ખડી ખડી સુકા ગઈમેં પ્યારી પિયાબી નરોતા. મોહન
ચુકુ કીએજો પ્રિતજકીની એસી ખબરજો હોતી. મોહન

**ગોર સુખાનંદ.** (હાડા કુંવરીનું સગપણ કરીઆવ્યાથી કર્ણસિંહજી પાસે વર્ણન કરેછે)

**રાગ.**

ગાૈર ગાત્ર ચપલમેં ન માનુની મદન મોહની.
જોબન મદથી ફુરતી એચાલ ચાલે હસ્તની. ગાૈર.
કનક કળશ ઉર ઓપે ગ્રીવાગણું કપોતની;

મુખ ચંદ્ર સરીખડુ ન ભાળી એવી ભામની. ગૌર
દંત જાણું દાડમ કળી ઉદર ત્રીવલી પડી;
અધુર મધુર છે પ્રવાળ નમુન વિધીએ ઘડી. ગૌર
ભ્રકુટી ધનુષ્ય કમાન કોકીલ કંટ કામની;
આનંદ કંદ સુંદરી ભદ્રામળી સુભાગ્યાની. ગૌર

**બારોટ.**—(કંન્યાનું વર્ણન કર્ણસિંહજીની ફરમાશથી કરેછે)

**કવિત.**

પતલીહે પરી જેસી ઉર્વસીવ માન એસી
બીજલીકે એગજેસી ચાલ ચંદ્રમાની હે
ચંદ્રકોહે તેજ જેસો મુખકો પ્રકાશ એસો;
શીરનકે બાલ કૃશ્ન સર્પણી સમાની હે
નેત્રકો કી ચમકાર નેપુરકો ધમકાર;
ચાલે હંસ ચાલ રૂપે અગ્ની જવાળ જાની **હે.**
કહેત તુળજારામ યુધમેં અધીક હામ;
સુંદર હે નામ સુંદર ગુનમેં સમાની હે

**અંક ૧ સમાપ્ત.**

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

**રહીમ**—(પારશાહની કચેરીમાં બાતમી લઈ આવેછે)

**(રાગ ઈંદ્રસભા)**

મામા મંનથી કહું લીધી દીલીની લાજ,
કરણસિંહ કામની બનીછે શીર તાજ.

**પાદશાહ**—કોણછો કરણસિંહ કોણ તેનો તાત,
નામ શુંછે સુંદરીનું જલ્દી કહો વાત.
**રહીમ**— જોધપુર રાજવી કરણસિંહ નામ,
હાડા કેરી પુત્રી પામ્યો સુંદરછે નામ.
**પાદશાહ**—શું એ બોલે સુંદરી કહો મુને વૃતાંત,
દેર ના લગાડવીરે દીલ માંહી ભ્રાંત.
**રહીમ**— બોલે બહુ બળ કરીએ ચિતમાંથી ચાઈ,
દુલાઉ પાવશેરકી કટારીમેં બાદશાઇ.
પ્રસિદ્ધ બોલે પુરમાં છે શુરમાં સહી,
અપમાન પામ્યા લોકમાં મામા કહું સહી.
**કાજી**— હુકમ જો કરો હજુર માગી કરૂં ચુર,
ઇલિમમાં પ્રવીણછું હું પલક માંહી પુર.
**પાદશાહ**—નિશ્ચે નાર લાવું એ કરોડ વેઠી કષ્ટ,
પ્યાર ખલકમાં કરૂં સૌજન જાણે સ્પષ્ટ.

## પ્રવેશ ૭ જો.

**સુંદરબા**—(પોતાના સ્વાંમી પ્રતે સ્નેહમાં વાત ચીત કરે છે )

( રાગ )

પ્યારા હો ભરથાર મારા પ્યારા હો ભરથાર,
રહો સદા મુજે પાસ ઓ પ્યારા
પ્રિતે રહો નિશદીન મુજ પાસે. પ્યારા.
પલક દુર રહોછો પ્યારા, છુરી મરૂં હું હાથથી મારા;
છો તમે મારા જીવન હારા. પ્યારા.
તંન મંન ધંન સૌ તમપર વારૂં

નીશદીન પલ છીન કેમ વીસારૂં. પ્યારા.

**કર્ણસિંહ**—( ઉતર આપે છે)

**રાગ ગીતી.**

તારૂણી તુજથી તૃપ્તિ પામ્યો પ્યારી વિવેકી તું નારી,
અસહ્ય ભાર મેં વામ્યો જન્મ સફળ મુજ ગણું સુખદાઈ.
શશિ વદની ચતુરાઇ તારી સારી ગુણ ગ્રહો ભારી,
વદન મનોહર વનીતા ગામ સુ કોમળ કાંતિ અજબ સારી.
ગુણ ગાઉ શું તારા મૃગલોચની શું મધુરતા તારી,
હ્રદય રંજન કરીને તંન શ્રમ કષ્ટો નિવારે તું નારી.

**સુંદરબા**—( પોતાના સ્વામીને જવાબ આપે છે)

**( રાગ કુંમરી.જગાઇહારીરે )**

અહો હું જાઉં વારીરે, અહો હું જાઉં વારીરે;
છુંજી દાસી તમારીરે. અહો.
રહો મારા પ્યારાછો આંખોના તારાછો,
પ્રેમથી માનીલ્યો મને પ્યારીરે. અહો.

**સુદરબા**— **રાગ આશાગોડી**

રજા માગુ હું પિયર જવાની, પીયુ રજા માગું હું પિયર જવાની.
ગણા દીવસથી પત્ર લખે પીતા, ઉદાસ રહે દીલ જંનની. પીયુ.
ધારો વિચારો ક્ષત્રીના કુળનો, માટે ઈચ્છા મુજ મંનની. પીયુ.
વિયોગ વિષમનાથ તમારો, દાસી પ્યાસીછે પ્રિતમ દીલની. પીયુ.
નિમિષ ન્યારા થાઓછો પ્યારા, પ્રતી વર્ષ માનું હું પળની. પીયુ.

**કર્ણસિંહ**—( ઉતર આપે છે)

**રાગ દંડી.**

વદો આમ શું વિચાર વિન નારી,

રહો પાસ સદા તમે ધીર ધારી;
પલક પાસથી ન કરૂં તુંજને ન્યારી,
તુજ રંગમાં રમુંછું પ્યારી મારી.
પ્રગટ પ્રેમનો અંકુર તું કરીને,
ન નિરાશ નારી કરીએ પીયુને;
વીયોગ તારો વિષમ મુને લાગે,
જોઈ મુખ તુજ ભુખ સર્વે ભાંગે.

**સુંદરબા**—( પોતાના સ્વામીને નિરાસ થએલ જોઇ કહે છે )

**રાગ દક્ષણી રાહ.**

પરવાઈ ના ધરૂં પિયરની પ્રભુરે,
પામો કષ્ટ નથિ હું ભ્રષ્ટ સમજુ સ્પષ્ટ થાઓ અદ્રસ્ય;
દુખ પામો અતીરે. પરવાઇ ના ધરૂં.
રહી શેવા કરૂં પ્રાણના પતીરે,
ધારૂં ધીર, નણદી વીર, નયને નીર ધરો ન પીડ;
રહીશ પ્રાણ પતીરે. પરવાઈ ના ધરૂં.

---

## પ્રવેશ ૩ જો.

**પાદશાહના સરદારો**—(સુંદરબા પીયર જવાની વાત સાંભળી રસ્તો રોકી બેઠા છે. અને જાસુસુ ખબર આપવાથી તૈયાર થઇ માર્ગ રોકવા જાય છે.)

ચલો ચલો ચલો રેજંગીઓ ચલો,
કર્ણ સિંહ કે જનાને પરકીજીએ હલો. ટેક

**૧ સરદાર**—તન ખાવાળી પાંચસેં હકા બહુ બાહાદુર કે લાળી,
દુષ્મને આવે ઈસ તર્ફસેં જંગલમેં ઘુસ જાળી ચલોચલો.

**૨ સરદાર**—ક્યા કામ હે સબ લોગુકા લડું એકલા જાન,
એસ્ત એસી ૪૨ લડાઈ માંન વાન સુલતાન. ચલોચલો.
**૩ સરદાર**—બોટી સબકી પતરાજી હે દેખો એહ જવાન,
સુરત દેખો ખુબ નવાઈ દુસરેકા નહીં કામ. ચલોચલો
**૪ સરદાર**—સબસેં બાહાદુર મેં બડાહું પાડું કીલા તોડ,
ક્યા તાકાદ રજપુતોકી દો ભાઈઓકી જોડ. ચલોચલો.
**સુંદરબા**—(પાદશાહનું લશ્કર પોતાને લઇ જવા આવું ઊભું છે. અને પોતાના સહદાર થોડાછે માટે લડાઇ કરી મરવા ના પાડેછે.)

### રાગ ગજલ.

બાહાદુર રાજપુત્ર સોચના ધરો લગાર,
ના ધરો લગારરે વખત વિચારો સાર. બાહાદુર.
સબળ લસ્કર શાહનું નહીં પમાય પાર,
લડાઇથી ના જીતીએ નમણું માંહી સાર. બહાદુર.
હલ્લા ધરૂં હું ઉપરે નહીં કદી થનાર,
કદાપી કામ જો સરે પણ આશ નહીં લગાર. બહાદુર.

**પ્રતાપ**—(સુંદરબાના આવાં વચનથી પોતે કહેછે.)

### રાગ. ક્ષત્રી કલંક.

અરે આ શું માત બોલો વાત શું ક્ષત્રી સુત સોંપી દેશેરે,
બાઈ જોધપુર રાજનું અંન કેમ એવાં વેણ સેશેરે. ટેક.
હોએ કે શરી જો હસ્તી વૃંદે એક, શું ક્ષત્રી;
તેતો પાળશે પોતા તણી ટેક. કેમ એવાં.
અગ્ની નાનો ગણી કરે કોઈ આળ, શું ક્ષત્રી;
મોટી ગંજીમાં પ્રગટે તે જવાળ. કેમ એવાં.

જોઈ યુંદ્ધ તણો આ બનાવ, શું ક્ષત્રી;
થઇ કાયર ભરીએ પાછો પાય. કેમ એવાં.
અમો શું બતાવીએ જઈ મુખ, શું ક્ષત્રી;
માતા સ્વર્ગમાં પાંમ શું સુખ. કેમ એવાં.
ફર્યા રણથી તે નહીં રજપુત, શું ક્ષત્રી;
નહીં શુદ્ધ ક્ષત્રી તણો તે સુત. કેમ એવાં.
આપો હુકમ તરત આ વાર, શું ક્ષત્રી;
ચાલે લઇ જતાં શ્રોણીતની ધાર. કેમ એવાં.

**સુંદરબા**—(પોતાના સરદાર પ્રતાપ સીંહનો જુસ્સો જોઈ કહેછે)

**રાગ વણઝરભી.**

શુરા ક્ષત્રીનો એ ધર્મ છે નહીં ખોટું લગાર,
તમ સમ છે મુજ રક્ષણે નથી કોઇનો ભાર. શુરા.
જો લડાઇ જંગ આદરો મરો પ્રથમ હું જાણ,
એક હું સ્ત્રીને કારણે મોટી કરાવું હાંણ. શુરા.
કહે જો પતીને ઘણાયથી બનેલા સમાચાર,
પચીસ જીવને કારણે મરૂં એકલી સાર. સુરા.

**સુંદરબા**—(લડાઈ થતાં પોતાના સરદારો મરાઈ ગયા તેને જોઈને)

**(રાગ મુજે તુંમ છોડકે યારો કહાંકો રૂઠ જાતે હો.)**

સુણો મુજ સુની સરદારો ગયા વીણ નહીં હવે આરો;
હવે ધીક ધીક જન્મારો પિયર નોપંથ હત્યારો. ટેક.
છોડી આ શબ ક્ષત્રીનાં, હત્યારી સંગ જરૂ તેના;
અરે હું એક સ્ત્રી સારૂ મકાયા ધીરે કેમ ધારૂં સુણોયુજ
અરે સ્ત્રીબાળ તેઓનાં થશે હેરાન દુનીઆમાં

દેશે સો આપરે મુજને દૈવે દીધું દુખ દહન મુને. સુણોમુજ.
રેતમે રાજ ભક્ત સાચા મરણુ લગીના હઠયા પાછા.
અરે યવની આ શુરવીરો સાચવજે પ્યાર ધરી પુરો સુણોમુજ

**સુંદરબા** (દીલી પતી સાથે જતાં જતાં કહેછે)

**(રાગ પીયુને તજાવનાર વેરી અલંકાર)**

શીદપ્રભુ જન્મ આપ્યો ક્ષત્રી કુળમાં; ઉછરીને દાગ દીધો માત તાતને
જાઊંછું જરૂરમુજ ભુમીતજીને પ્રણામ પ્રથમ મારી પવિત્ર ભુમીને સીદ
પ્રણામ છેમાતતાતશીદ આપ્યોજન્મ; પ્રેમે પરણાવી જોઈ શુરોરે સ્વામીન
સુખના લખ્યુ નસીએ કેમ ભોગવાય પ્રણામછે પીયુ પ્યારા છેવટે પ્રણામ સીદ.
સેવના નાકરી પીયુ રમ્યા નહીં રંગ. આપને સુખેમેં પાડયો રંગમાંહી ભંગ
વિજોગ વિકટ થાશે મારોરે સ્વામીન; થર થર કંપેછે શરીર મારૂંરે. સીદ

## પ્રવેશ. ૪ થો.

**સુંદરબા.** (દીલીમાં પાદશાહે ઉતારો આપ્યોછે ત્યાં પાદશાહ આવતાં વિનતી કરેછે)

**(રાગ રામ કેમ આવ્યા નહીં હું બીઈ મરૂછું એકલી)**

શાહ સુણોતમે વીનતી અબળાને ના સતાવીએ.
કેદી થઇછું કારમી ભીતી નહીં પમાડીએ. શાહ સુણો.
ખુદા સારી ખલકના પીતા ગણાઓ આપ.
ગતી નહીં પર લોકમાં લાગે અતીશે પાપ. શાહ સુણો.
ક્ષત્રીઆણી નહીં છોડશે જીવતા સુધી સત્ય.
અધમ કૃતમાં આગળે શાહોએ ખોઈ પત્ય. શાહ સુણો.

**પાદશાહ** ( સુંદરબાની આળ વાત સાંભળતાં કહેછે )

**( રાગ ગજલ ખુશીસે કાટલે દીલદાર ગરદન.)**

ખુશીથી મોજ કર દીલદાર હરદંમ;
હાજરછું હજુરમાં તૈયાર હરદંમ. ખુશીથી;
સુંદર તારી મુરત સારી.
અરજ ફરમાંન મારી પ્યારી હરદંમ. ખુશીથી.
વદન તારૂં આ દેખી મનોહર
પ્રસન કર મંન મારૂં પ્યારી હરદંમ. ખુશીથી.

**દાસી**—( સુંદરબાએ પાદશાહને છેતરવા આધીન થવા કહ્યું તેથી દાસીને તેના પર ધીક્કાર આવ્યોને સ્વગત કહેછે)

**( રાગ હાલ સુન એ શનમ પરી રાતગઈ સીતમ ગીરી. )**

ધીક્કારછે સ્ત્રી મંનને ધીક્કારછે સ્ત્રીજંનને. ટેક.
પતીનો પ્યાર વીસરી કુકર્મમા વૃતિ ધરી;
ધીક્કારછે તુજ જંનની તું ક્ષત્રી કુળની કંદની. ધીક્કાર.
પતી જરૂર આવશે;
ન ધારી ધીર પાપણી પતીત ખોઇ આપણી. ધીક્કાર
કરણ સિંહ કેશરી પતીત પાને તું પડી.
તે જાહને સંહારશે કાં આપ પ્રાણ ત્યાગશે. ધીક્કાર

**સુંદરબા** (પાદશાહ પર કટારી લઈ ચડી બેસેછે ત્યારે તેને કહેછે)

**( રાગ શીક્ષા માનતુ )**

મુરખ માનતું માન મુરખ માંનતું માન મુરખ માનતું માન મુરખ માનતું
કેમ ભુલ્યોતું ભાન કર મારૂં અપમાન જોને ધરીને ધ્યાન ઉંડુ વિચારીજ્ઞાન.
માટે ધરૈ કાંઇ સાન કરે પ્રીતીનું તું પાન નહીં મુંકું હું માન મુરખ માનતું

**પાદશાહ**—(છુટવાં મહેનત કર્યા છતાં છુટી શક્યો નહીં ત્યારે માફ માગે છે.)

## રાગ ભૈરવીની ગજલ.

છોડી દેને શાણી તું રે ભ્રમથી ભુલ્યોજ હું
અજ્ઞાત આવું નહી કરૂં તુજ શીખ દીલમાં ધરૂં. ટેક
પરીક્ષા તારી પારખી શુરવીર તું તથા સખાં,
ખરે કરે તું બોલજે નહીં અસત્ય વાતને. છોડીદેને.
ખરૂંજ રત્ન રાજમાં શુરીજ ક્ષત્રી નારમાં,
યુધ સ્વદેહ તાહરો પાળેજ ધર્મ તું ખરો. છોડીદેને.
કટાર દેખી કંપું છું દયાથી દુર રાખ તું,
પ્રીતે બનાવું બેન હું નધાર ધારતી મંન તું. છોડીદેને.

**સુંદરબા—** **રાગ.**

ના ધારૂંરે પતીત તારી પાપી જાતની,
જે ઉગારે જીવ તારો દેશીક્ષા વાતની. નાધારૂંરે.
મા બેન કીધી મંનથી ફરે કદી મતી,
વિચારજે વચન તુજ ના ફરે નકી. નાધારૂંરે.

**પાદશાહ—** **રાગ સદર**

અપરાધ મારો માવડી ખરે ક્ષમા કરો,
દયાળુ દીલ આપકો અરજ ઉર ધરો. અપરાધ.
રે પુત્રી આણ દીલમાં વિશ્વાસ મુજનો,
ના ફરૂં નમેરી થઈ ઉપકાર ગુણનો. અપરાધ.
પીતા વળાવે પુત્રીને પીયુ તણે અવાસ,
દઈ સવારે દાયજો પોચાડું પીયુ પાસ. અપરાધ.

**સુંદરબા—** **રાગ સદર.**

પામી હું વિશ્વાસ પીતા છોડું આપને,
ફરીશ જો ફરેબ દઇ તો હામ છે મુને. પામીહું.

બોલરે તું દીલીશાહ ચિતમાંથી ચાહી,
પાવશેર કટારીમાં દુલાવી બાદશાહી. પામીહું.

---

## પ્રવેશ ૫ મો.

**સુંદરબા**—(પાદશાહને નમાવ્યો એટલે ગુસ્સે થઈ તેને જેલમાં કેદ કરેલ છે ત્યાં કહે છે)

**( રાગ હાય હાય હએરાની )**

હાય હાય હએરાની આજ થઈ આંહી પ્રીતમને ખબરજ નાંહી,
હાય હાય પ્રીતમથી જુદી પડાવી પ્રીતમને ખબરજ નાંહી;
પ્રીતમે ના કહી પિયર જવાનીજી કરમે લીધી ત્યાંહી,
આખરે હું કયાં અહીં ફસાઇ પ્રીતમને ખબરજ નાંહી;
કયાં છે મહેલ મારો સૌ પરવારી કયાં ભુમી રહી સુખદાઇ.
જાણુંરે જીંદગી મારી અકારી પ્રીતમને ખબરજ નાંહી,
હાય હાય સરદારોછે ગયા કયાંઈ, જીવનતો છે દુખદાઈ;
હાય હાય હું પિયર જતાં પસ્તાઈ પ્રીતમને ખબરજ નાંહી.

**સુંદરબા**—(માલણથી મળીને પોતાના પતીપર જોધપુર કાગળ લખે તે )

**( રાગ ગુલે ગુલજારના જોરા નાઈ )**

ઝુરૂં ભરથાર અરે અહીં આવી કયાંદીલે થઈ દુખીઆરી ઝુરૂંભરથાર
શુર વીરો સહુ મારીને મુને લાવ્યો અહીં દીલી પતીશાહ,
મુઠી ભર માણુસ શું કરે જ્યાં ફોજ હતીરે હજાર;
બતાવી ક્ષત્રીએ બહુ ચતુરાઇ કયાં. દીલે થઈ.
જોખમમાં નવ નાંખશો પીયુ આપનો પ્રાણુ અમુલ્યજ તુલ્ય,
હું જેવી પીયુ હજાર મળશે ચીતમાં લેજો ચતુર;
અરજ ઉર માંન જો મારી કયાં. દીલે થઈ.

ચોકી રાખીછે ચોંપથી નવ પક્ષીથી પેશીજ શકાય,
બીક બહુ છે આપની શાહ થડકે નીંદ્રામો જાર;
તમારી બાંક બહુ રહે દીલ ભારી ક્યાં. દીલે થઈ.
પતીવ્રત નહીં મુંકુ હું પીયુ પ્રાણ જાએ તો શું થાય,
કલંકીત નહીં કરૂં આપને ભુલવે જો ભ્રમાય;
રહીશ હું ધીરજ બહુ ધારી ક્યાં. દીલે થઈ.
નિશ્ચે નારી સુંદર ન્યાળી લગ્ન કરો મુજ દીલ વિશ્રામ,
મુજની આશા છોડીને સુખે રાજ કરો મુજ સ્યમ;
જખમ નવ લેખશો કારી ક્યાં. દીલે થઈ.

**સુંદરબા**—(પત્ર માલણને આપે છે અને ભલામણ દે છે)

**(રાગ કંથ બીન ચલી એકલી મેરી જાન.)**

માલણ મંનની માનેલ બેન કરો કામ ધરીને હામ. માલણ.
જો કોઈ જાણે અવર જંન હાંણ થાય પલમાંય,
જાય જોધપુર જંન જે ક્યાંઇ પ્રગટ નવ થાય; માલણ.
ગુપ્ત અનુચર ગ્રહ વીશે ફરે ચોકશી માટ,
ઝડપ ન લાગે શાણીરે રાખ શીરને સાટ; માલણ.
ચતુર નારી આપ છો નહી શીખામણ યોગ્ય,
પ્રભુ રાખું મુજ તુજ વચે શુભ તુજ સંયોગ; માલણ.

**માલણ**— (પત્ર લઇ સુંદરબાને ધીરજ આપે છે.)

**(રાગ કાલીંગડો.)**

ચીંતા દુર કરો ઉરથી મુજ બાઈ પત્ર આ હું પ્રાણ સમો માનુંરેજી,
જાણો જન જે વિશ્વાસી હશે બાઇ જોધપુર જલ્દી નિશ્ચે જાયરેજી;
પ્રીત પાદશાહની કુંવરે બાઈ નામ લેતા મારૂં કોઇ જંનરેજી,
દરેક કામ હોયરે બતાવજોરે બાઇ જુદાઈ ના જાણું મુજ મનરેજી.

**અંક ૨ સમાપ્ત.**

# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

**કર્ણસિંહ**—(દીલીથી એપીઓ પત્ર લઈ આવ્યો તેને પુછે છે.)

**(રાગ દીલ બશર કોદે કે અબ બોલાઇ એ.)**

આવીએ વીદેશી જન આવીએ,
કોનોછે આ પત્ર ક્યાંથી લાવીએ;

**એપીઓ**— દીલીનો આ પત્ર દીલીમાં લાવીએ,
જાઈએરે હજરત સલામત જાઇએ આળ.

**કર્ણસિંહ**— ચિંન્તા ના ધરો ચીત ફીકર ના રાખીએ,
નથી દીલીનું રાજ તન સુખ પાઇએ.

**એપીઓ**— આપીએ હજરત રાજા આપીએ,
પત્ર પોચ્યાની પોચ તો દેવાઇએ.

**કર્ણસિંહ**—(પત્ર વાંચી બીનાથી માહેતગાર થઈ ગુસ્સામાં.)

**(રાગ.)**

કરણસીંહ મુજ નામ ખરૂં જો પ્યારી મેલાવું શાહ સંહારી,
દુખી હશે દીલદાર એ મારી બાહાદુર છો મુજ પ્યારી નારી. ક૦
સુંદર શું ગુણ વખાણું સુંદર વીન આ સદન અકારૂં,
સુંદર સારૂ સહીશ આકળો લડું લડાઈ જીતું કદી હારૂં. ક૦
સુંદર વીન આ રાજ સુનું છે પલક ન પામું વિશ્રાંતી વીના તું,
પ્રભુ મેળવશે દીલ ભર મારી શાંન્તિ હું પામીશ પ્યારી નારી. ક૦

**(રાગ મુજે તુમ છોડકર મારો.)**

પડી મુજ પ્યારીપર હાથે દુખી કીધો દઈને દુખ માથે. ટેક
અરે આધાર મુજ મનની વળી વિશ્રાંતી મુજ તનની,

પડી તું હાથ પાપી જંનની થઈ પારા વારતો ગમની. પડી.
અરે મુજ રત્ન ગયું ઉડી ખોળું કદી ના જડે ઘુંડી,
રેહતી હોંશ મંન અટકી મળે નહીંજો મરૂં ભટકી. પડી.
અરે તુજ ગુણ શું ગાઉ તજીને રાજ જંગલ જાઉ,
પ્રભુ તોડી પ્રેમની દોરી તજી મને કયાં વસી મોરી. પડી.
જાણું જીવન ધીક હવે પ્રીયા જો સંગ તું નમળે,
ગાળુ હું જન્મ તુજ રંગમાં મરીશ તુજ માટરે જંગમાં. પડી.

**કર્ણસિંહ**—( દીલ્હી જતાં પોતાની ઈષ્ટ દેવીનું સ્તવન કરે છે )

**રાગ.**

ધીર રહ્યો ધારી, દયાળુ દેવી, સાહ્ય કરો મારી;
અવ કૃપાતે આ શું કીધો, દુખ દીધું ભારી. દયાળુ.
સાહ્ય તું કરજે સેવક જાણી, પીડ હરો મારી. દયાળુ.
જંગે જાતાં જય તું દેજે સાહ્ય માગુ તારી. દયાળુ.

**કર્ણસિંહ**—( મહેલમાંથી છાના જવા ધારે છે દરમીયાન ભીમસિંહજી ચોકીએ સુતાછે તે જાગી ઉઠતાં તેને ખરી હકીકત કહેવી પડે છે )

**( રાગ હાલ સુનએ સનમ પરી. )**

પીતાજી કેર ના કરો મુજ અર્જ દીલમાં ધરો.
વખતના વિશ્રાંન્તીનો થયો જુલમ શાહજો. પીતા.
દીલ્હીપતો દગો દઈ. મુજ પ્યારીને ગયો લઈ.
મુજ સુખ સૌ તેણે હર્યું ઉદાસ દીલરે કર્યું પીતા.
ખરૂંજો ક્ષત્રી બીજહુ જઈશાહને સહારૂં હું
મુજ પ્યારીનેરે પામું હું કાં આપ પ્રાણ ત્યાગુ હું પીતા.
અરજ મારી ઉરલ્યો દયાથી શીખ આપદયો "
હું વેરી વંદ વીખેરીને સત્વર લાવું પ્યારીને. પીતા.

**ભીમસિંહજી**–( કર્ણસિંહજીની હકીકત સાંભળી દીલાસો આપે છે]

**( રાગ વીમળા નવ કરશો ઉચાટ કે વેલા આવશું રે)**

ચીન્તા દુર કરોરે શાણા ધીરજ ધારીનેરે. ટેક.
કામ પડે ત્યાં વૃદ્ધ મનુષ્યનું વિકટ દીલની વાટ કહુંછું,
સ્નેહથી તું સંગ મને લે પુત્ર તુરે, ચીન્તા.
પળ નહીં પુત્ર હું દુર કરૂંરે રત્ન તણું કરૂં જત્ન ઘણુંરે,
એક તણું નહીં કામ રક્ષણે લે મનેરે. ચીન્તા.
કદીક વિપત્તી આવી પડે ત્યાં કોણ ઉગારે પરાઈ ભુમી-જ્યાં,
રહું હું સંગ મરૂં તુ સારૂ જંગમાંરે. ચીન્તા.



## પ્રવેશ ૨ જો.

**સુંદરબા**—[ કેદખાનામાં અફસોસ કરે છે ]

**( રાગ હીજરે શનમમેં જીંદગી દુશવાર હોગઈ)**

ચિન્તાથી સુકાઇ ગઈ વિયોગ દીલ જાંની,
પ્યાર સંભારી પ્રાણનો દીલ ઝુરીને હારી. ચિંતાથી.
કરૂં જો આપઘાત હું પામુ કષ્ટ જન્મ સાત,
શું કરે પાપી પાદશાહ પણ લાજે મારી જાત;
કષ્ટ પામું હું કંથ વીન વિયોગ દીલ જાંની. પ્યાર.
વચન મુજથી ઝાલીને લાવ્યો શાહ આંહી,
શુરી થઇ હું સુંદરી બતાવી મેં ચતુરાઈ;
દુલાવી સારી બાદશાહી વિયોગ દીલ જાંની. પ્યાર.

**સુંદરબા**—[ કર્ણસિંહ કેદખાનામાં આવ્યા ત્યારે બાઝી પડે છે

**રાગ ( રસીલી તારી સુરત દેખી)**

પ્રાણ આધાર મુખ મનોહર દેખીને આનંદ પામુંછું પ્યારા, પ્રાણ.
પીયુ મરત હું આંહીજ આપે પુર્વ જન્મનાં કીધેલ પાપે,

દુખી થયા હું દુખણી સારૂ પ્યારા છો તમે મારા જીવન હારા. પ્રા.

**કર્ણસિંહ**—[ સુંદરબાને કહે છે ]

## ( રાગ સીંહાનો કનરો )

શશી વદની શું બોલો છો પ્યારી તુજ વીન રાજકાજ દુખદાઇ. શશી.
શ્રવણ સુણી જબ સ્થીતી આ તારી. દુખી દશા શું હું વર્ણવું મારી. શશી.
ખાનપાન થ્યા વેરી વિલાસો તુજ વિન ફરતા હું નગ્રહમાં ઉદાસ. શશી.
ચતુરાઈએ પ્રિયા મંન હર્યું મારૂં તુજ વીન ગણતો હું જીવન અકારૂં. શશી

**સુંદરબા**—( પ્રેમના આ વેશમાં વડીલ ભીમસિંહજી પાસે ઉભા છે છતાં અમર્યાદથી વરત્યાં એટલે માફ માગે છે )

## રાગ ( હાલ સુનએ સનમપરી )

વડીલ માફ માગું હું ન મર્મ રાખ્યો મેં કહ્યું. ટેક.
મર્યાદ ના ધરીજમેં અપમાન આપ્યું આજમેં,
હું ભાન ભુલી વ્યાકુળી બહુ દીને પિયુને મળી. વડીલ.
અગાધ કષ્ટમાં પડી હવે મોક્ષની બારી જડી,
શું આ સ્વપ્ન કે સાચી ઘડી પિયુ ગોદમાં થઇ છું ખડી. વડીલ.

**ભીમસિંહજી**—( સુંદરબાને દીલાસો આપે છે )

## રાગ સોરઠ ગજલ.

ન ધાર પુત્રી શર્મ તું સંકટ સમો સમજુ છું હું,
તુજ મંન ખુલું મુકાને પ્રસંનથા પીયુ ભેટીને. નધાર.
ઘણા દીનો વિયોગ છે દૈવે મેળાવ્યો જોગ છે,
જ્યાં કાળ મુખ ત્યાં શર્મ શી ધરે શર્મ સ્વગ્રહમાં વશી. નધાર.
ધંન્ય હાડા પુત્રી હામને શિયળ રાખ્યું શુદ્ધ મને,
ધંન્ય જંનની તુજ જગ્તમાં રાખ્યું નામ ક્ષત્રી જાતમાં. નધાર.
આ કષ્ટ વેઠ્યું કામની રહી પીયુ ભરૂંસે ભામની,
માળા ધરી પીયુ નામની ખરે તું કરણસિંહ કામની. નધાર.

**માલણ**—( બહુ વાર થતાં કદાપી ચોકીના મલ તપાસ કરશે તો પકડાઈ જશે એમ ધારી ઝટ ઉતરી ભાગીજવા કહેછે.

**રાગ ભેરવી ગજલ.**

ભામનીના ભોગી શુરા વારમાં ન સાર. ટેક.
કલાકે કલાક મલ હાક મારે આંહી,
જે જવાબ કોન આપે તપાસ થાએ ત્યાંહી. ભામની.
રહી જાશો જાળમાંતો નથીરે ઉપાય,
સત્વરે સૌ સજ થઈ જલ્દી ઉપાડો પાય. ભામની.
સારૂં થતાં માઠું થાશે માનો તમે વીર,
મિથ્યા જાશે શ્રમ મારો જુઓ ધારી ધીર. ભામની.

**કર્ણસિંહજી**—[ ભીમસિંહજી અગ્ની ખાઇમાં સર્વેને બહાર કાઢવાના રસ્તા સાફ કર્યા તેથી દીલગીરી કરે છે )

**રાગ વેરાડી જોગીઓ**

શું આ કોપ કર્યો પીતા પરાઈ ભુમીમાં,
ઉદાસરે કર્યો અહીં ઝુરૂં વિયોગમાં. શું આ.
શું દેખાડીશ મુખ મારૂં વસ્તી નાત જાત,
ના લાવત હું નિશ્ચે તમને હોત મુંને જો જાણ. શું આ.
મરત જો સરવેરે આંહી તો શું થાત નાત,
પત્તિ સારૂ ખોયો પીતા કીધો આપ ઘાત. શું આ.

---

# પ્રવેશ ૩ જો.

**સુંદરબા**—(પોતાના પતી સાથે ભાગી જોધપુર જતાં રસ્તામાં વીસામો લે છે ત્યાં પાદશાહ મલોને સાથે લઈ આવેછે. અને લડાઈ થાય છે.)

**(રાગ કહુંછું નસીબે દુખીઓ કીધો છે.)**

**સુંદરબા—**
જવા નહીં દઊં પ્યારા પતિરે, શીર આ છે દીને જાઓ તમેરે; ટેક.
**કર્ણુસિંહ—**
ચિન્તા ના ધરો પ્રાણુથી પ્યારી, આવું છું પળમાં અસુર સંહારી; ટેક.
**સુંદરબા—**
અગાધ કષ્ટો સહ્યાં મેં સ્વામી, નાથ નથી કહું રહી કાંઈ ખામી. જવા૦
**કર્ણુસિંહ—**
કલંક લગાડમાંથી અનાકુળ જે, જુઓ વિચારીને દીર્ઘ દ્રષ્ટિ એજ ચિન્તા૦
**સુંદરબા—**
દગાળા દીલીનાં લોક છે પ્યારા, ધારૂંના નિશ્ચે હું કરવા ન્યાળા. જવા૦
**કર્ણુસિંહ—**
અજા વૃંદે પ્યારી હોય સીંહ એક, સંહારી રાખે સ્વધર્મની ટેક. ચિન્તા
**સુંદરબા—**
યોધા ઘણા છે શાહના, સ્વામી મદુગાયે વારના શકશો પામી. જવા૦
દયા ધરો દીલ દાસીની પ્યારા, ઘુરા હવાલ કરે શાહ મારા. જવા૦
**કર્ણુસિંહ—**
ધાર વિશ્વાસ તું પ્રાણથી પ્યારી, કરૂં ના પળ એક પ્રાણથી ન્યારી. ચિં૦
**પાદશાહ તથા મલો—**[ લડાઇમા એ મલ મરાયા તેથી પાદશાહ શરણ થાય છે ]

**રાગ.**

ક્ષમા ક્ષમા ક્ષમા કરો ખરે ક્ષમા, અમોને માફી આપીને કરો ખરે ક્ષમા.

ગૌરવ ક્ષત્રી જ્ઞાતીનું મેં ગણ્યું નહીં ગમાર,
તખ્ત દીલીનું તમ ભરૂંસે આશ્રય ક્ષત્રી સાર ક્ષમા ક્ષમા.
કદીક કરવા રાજ બાદલો ધારો તમ સમ વીર,

પલક એકમાં વેશ પોચાડો સંશય નહીં જરીય. ક્ષમા ક્ષમા.
તમ પત્તિનું હરણ કરીને પામ્યો હું પસ્તાવ,
ઋત એ કરીમ રહીમ કેરાં વીપરીત બન્યો બનાવ. ક્ષમા ક્ષમા.
ભુલ ભરેલાં ઋત્યો આવાં કરતા આવ્યા શાહ,
નિપુણ ન્યાયી રજપુતો એ દીલનાં ધરી દયા. ક્ષમા ક્ષમા.
માતા મેં તમ હરણ કરીને આપ્યું અગાધ કષ્ટ.
શી ચતુરાઈ ભગ્ની તારી હરાવી કીધો ભ્રષ્ટ. ક્ષમા ક્ષમા.
સરદારો મેં સારા તારા સંહાર્યા રણ માંય,
ખરી ક્ષત્રી વટ તેણે કીધી ભર્યો ન પાછો પગ. ક્ષમા ક્ષમા.
ધર્મ માર્ગ મેં તો નહી ધર્યો અનર્થ કીધો સાર,
અલ્પ જ્ઞાની અઘોર પાપી દેવ કરો સહાય. ક્ષમા ક્ષમા.
તમ સમ માતા આ અવનીપર પકવેથી અસુર રત્ન,
તે આધારે પૃથ્વિ ચાલે સત્ય પાળ્યું કરી યત્ન. ક્ષમા ક્ષમા.
ભ્રાત જાતીને ભગ્નિને આપું શત એક ગામ.
સાસર વાસો ગ્રહણ કરીને પ્રસીદ્ધ કરો મુજ નામ. ક્ષમા ક્ષમા.

**કર્ણસિહ—રાગ મેં જાનતીથી પરીઓસે અચ્છા નહીં કોઈ.**

ક્ષમા કરૂં દીલી શાહ દુખ ના ધરો,
મિથ્યા આપ મંનની પીડારે પરહરો. હો ક્ષમા કરૂં.
છે સબળ શક્તિરે જગત નાથની,
કામ નાવે ઋતીરે મનુષ્ય જાતની. હો ક્ષમા કરૂં.
કિર્તી પામ્યો શાહ હું જગતમાં સહી,
પામ્યો અતી દુખ લીધો સારરે ગ્રહી. હો ક્ષમા કરૂં
પધારો દીલ પતી પ્યાર રાખજો,
ક્ષત્રી આણીની કદી ન આશ રાખજો. હો ક્ષમા કરૂં.

**સુંન્દર—**[સર્વે પતી ૨ પછી પોતાના સ્વામીને.]

(રાગ ભેરવી.)

હો પ્યારા ચાલો દેશમાં જાઇએ,
દેશમાં જાઈએ સુખીઆ થાઇએ. હો પ્યારા.
દુઃખ પામી હું સ્વામી મારા ઉભા ન રહેવું આંહી હો પ્યારી.
દુષ્ટ ભૂમી આ છોડીને જાણી ઇચ્છા સ્વદેશ જોવાની હો પ્યારા.
પ્રભુ કૃપાથી પામી પતીને અવર્દાથીને ઉગારી. હો પ્યારા.






## જાહેર ખબર.

અમારી દુકાનેથી તરેહ તરેહની સેંકડો જાતની ટોપીઓ તથા ઘણી ઘણી જાતનાં પુસ્તકો જેવાં કે વાર્તા, નાટક, ફારસ, કાયદા, ડિપોમાં ચાલતી તમામ બુકો તથા મીનીંગો તે શિવાય અમારા પ્રગટ કરેલાં પુસ્તકો કિફાયત ભાવથી મળશે જેઓને જોઇએ તેમણે નીચેને સિરનામે મંગાવવું.

**સહી સેક્રેટરી દેવચંદ ફુલચંદ તથા ગુલાબદાસ કહાનદાશ**

## જાહેર ખબર.

હરેક કોઇને કાંઈપણ છપાવવું હશે તો કંટ્રાકટ રાખી કિફાયતથી સુંદર કામ કરાવી આપીશું.

**સહી સેક્રેટરી દેવચંદ ફુલચંદ.**

## જાહેર ખબર.

કોઇ ગૃહસ્થની પાસે રચેલું પુસ્તક તૈયાર હોવા છતાં ગમે તે કારણથી છપાવા અશકત હોય ને અમારા ઉપર મોકલશે તો સારૂં હશે તો અમે છપાવી પ્રસિદ્ધ કરશું.

**ગુલાબદાશ કહાનદાશ મણીઆર.**

## સૂચના.

ઉપરની જાહેર ખબરોને ખુલાસો કરવાનો પત્ર નીચેને સીરનામે લખવો.

**મણીઆર બાલુભાઈ કહાનદાસની કંપની.**

ભાવનગર.

**સહી ગુલાબદાસ કહાનદાસ મણીઆર.**

**દેવચંદ ફુલચંદ ગોધારી.**

# મણીઆર બાલુભાઈ કહાંનદાસની કંપનીએ પ્રગટ કરેલાં પુસ્તક.

હમીરરાજ ચોહાણ, ૦—૮—૦, રાણીકદેવી રાહ ખેંગાર, ૦—૮—૦, ગોપીચંદ, ૦—૬—૦, શ્રંગાર, ૦—૪—૦, ઉદેપુરના રાણા પ્રતાપસિંહ, ૦—૨—૦, જોધપુરના રાઠોડ કરણસિંહ, ૦—૨—૦, ચાંપરાજ હાડો, ૦—૨—૦, સિદ્ધરાજજયસિંહ, ૦—૨૦—૦ સિંતાઉના મહિના તથા સરગની નિસરણી. વહેમખંડણ નાટક, છપાયછે, ૦—૮—૦, પ્રીયંવદા આખ્યાન, ૦—૬—૦ શ્રંગાર કે અંગાર, ૦—૦—૬, મોતન દુઃખદર્શક, ૦—૦—૬ સાસુ મુવાં અને સાસરૂં સ્મશાન, ૦—૦—૬, માતડી મુઇ ને પીયર ઉજડ, ૦—૦—૬, સ્ત્રી સ્વરૂપ પ્રસંસા, ૦—૦—૬, વિજળી વિલાપ, ૦—૧—૦ ભુંતડરી નાટક મોટુ, ૦—૬—૦

ઉપરનાં પુસ્તકોની સગવડ—**અમદાવાદમાં** બાલાભાઈ નગીનદાસ બુકસેલર, **ભાવનગર**—હરીચંદ ઠાકરસી, ઠે. નાગેંદ રાયચંદની દુકાને, તથા ગુલાબદાસ કહાંનદાસ મણીઆરની દુકાનેથી મળશે.